

આ..

# જીવને સત્ય ધર્મનો ઉપદેશ.



બનાવનાર તથા છપાવનાર,

ઠક્કર ઝવેર શવજી.

ઠી નગરપારકર જીલ્લો થરપારકર સિંધ



૧લી આવૃતી નકલ ૫૦૦

અમદાવાદ.

શ્રી "મુદ્રણકળામંદિર" લિમિટેડ ખાડિયા, અમદાવાદ.

સને ૧૮૯૫



રૂરે તે તમોને નકી વેદ કે છે:
નિવૃતી તણા સંગમાં સુખ જાણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૧૪
નિવૃતી તણો સંગ છે સુખકારી,
થસે તે થકી આપને લાભ ભારી;
નહી થાય તેથી જરા એક હાણી,
કરો શુભ સંસાર મધ્યે કમાણી. ૧૫
પ્રવૃતી તણા સંગથી દુખ થાશે,
ન રેશો તમો તો નકી તેહ પાસે;
સુણો તેહ માટે કહું સ્નેહ આણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૧૬
ભયાનક વાટે તમોને ભમાવે,
ભવાબ્ધી તણો પાર તેથી ન આવે;
પછી ન આવી શકો વાટ અણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૧૭
વળી મોહીની ત્યાં નદી એક ભારે,
વિના વીણ વૈરાગ પામો ન પારે;
ચડી નાવ હુંકારજો વાટ આણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી ૧૮
વળી વિષયો પંચતો ત્યાં વસે છે,
વિના જે વિવેકી જનોને ડશે છે;
ભુલાશો નહી સાર વીચાર આણી,
કરો સુભ સંસાર મધે કમાણી. ૧૯

અને વિષયોને વશે તો ન થાશો,
નહીં તો તમે તેહ સંગે ઠગાશો;
પછી વાટ ભુલી ભમો ચાર ખાણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૨૦
કરો સુભ દેશાટણે જે કમાણી,
લહો જ્ઞાનને યોગમાં લાભ જાણી;
વળી ભક્તિ લેજો નહીં થાય હાણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૨૧
વળી માલના એકલા આપ લેતા;
કરો સંત દલાલ જે તત્વ વેતા;
ખરીદાવશે તે ખરો લાભ જાણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૨૨
મુકી સંતને એકલા માલ લેશો,
નહીં લાભને મુળગી મુડી દેશો;
કહું તેહ માટે સુણો સત્ય વાણી,
કરો શુભ સંસાર મધ્યે કમાણી. ૨૩
કદાપી મળે ધુર્ત્ત દલાલ વાટે,
ખરીદાવશે માલ તે ખોટ માટે;
થશે તે થકી જમની ઉઘરાણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૨૪
ધર્મરાયને તે ફરીયાદ કેશે,
અને લક્ષ ચોરાશિની કેદ દેશે;
તિહાં દુખ અત્યંત છે એમ જાણી,

કરો શુભ સંસાર મધ્યે કમાણી. ૨૫
પછીથી બુરા હાલતો પુત્ર થાશે,
ભમતાં ભમંતો ઘણા કલ્પ જાશે;
પછી દોહેલું આવવું વાટ આણી
કરો શુભ સંસાર મધ્યે કમાણી. ૨૬
સુણી શેઠની સીખ તેં દિલ ભાવે,
ભવાબ્ધી મધ્યે જીવરામ શિખાવે;
લઈ જન્મ આવી થયા આપ પ્રાણી.
થયા સુભ સંસાર મધ્યે કમાણી. ૨૭
અતી શેઠની શીખ તો સુખકારી,
થવા પાર સર્વે જનો ભવ્ય વારી;
ઝવેર કહે જીવ તે તો ન જાણી,
કરો સુભ સંસાર મધ્યે કમાણી. ૨૮

## પુનઃ ભુજંગીછંદ

થવા ઇશ ઇચ્છા થકી જીવ આવ્યો,
વળી ગર્ભમાં વાસ જીવે ધરાવ્યો;
રહ્યો અષ્ટને એક ત્યાં માસ જારી,
જુઓ મોહ માયા તણું જોર ભારી ૧
પ્રસુતી તણા વાયુથી પુર્ણ દુઃખે,
ધર્યો જન્મ તો માતની આપ કુખે;
અરે વર્ણવું દુઃખ આ કેમ ભારી,
જુઓ મોહ માયા તણું જોર ભારી. ૨
થયો બા'રને સુધ તો સર્વ ભુલ્યો,

વળી મોહ માયા મધે પુર્ણ ફુલ્યો;
રહ્યો નાથના નામને તો વિસારી,
જુઓ મોહ માયા તણું જોર ભારી. ૩
ખરા ખેલમાં વર્ષ તો બાર ખોયા,
પછી નારની સાથ તો આપ મોહ્યા;
અરે શી થશેરે ગતી જીવ તારી,
જુઓ મોહ માયા તણું જોર ભારી. ૪
પુરી પ્રીતથી મોહ છે નાર માથે,
કરી મોજ તે વીષયો પંચ સાથે;
નહીં નાથની બીકને મન ધારી,
જુઓ મોહ માયા તણું જોર ભારી. ૫
રખેરે જુવાની તણા દીન જાશે,
વયોવૃદ્ધમાં ભકતી તો કેમ થાશે;
ઝવેર કહે ધાક તે તો ન ધારી,
જુઓ જોર માયા તણું જોર ભારી. ૬

## હરિગિત છંદ.

પામી જુવાની હર્ષ આણી લાભ હાણી નવ ગણે,
પરિવાર સુત વીત દારમાં કીરતાર કીર્તી નવ સુણે;
મદ ક્રોધમાં નવ બોધ પામે શોધ હરિની વિસર્યો,
જીવરામ આડે જામ ભજવા શ્યામ અવની અવતર્યો; ૧
મનતણી નારી એજ પ્યારી નામધારી જાણજો,
સદબુદ્ધીને કુબુધ્ધી ભવ અંબુધીમાં ઊર આણજો;
તે તણી તનયા એક કન્યા જીવ બન્નોને વર્યો,

જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૨
પ્રવૃતી છે કુવૃતી ને નીવૃતી સત્તી નાર છે;
જીવરામ જેનું નામ એના શ્યામ તે નીરધાર છે;
કુવૃતીથી મોહ્યો અતી નીવૃતી આદર નવ કર્યો,
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૩
નિવૃતીની પ્રભુ પદ રતી પ્રવૃતી પ્રીતી ભોગમાં,
બહુ પ્રબળ માયા જીવ વાહ્યા ભુલ્યા ડાયા જોગમાં;
હરિ નામને જીવરામતો ધન ધામ જોઈ વિસર્યો,
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૪
આશ્રમ માંડી શોચ છાંડી નાર ગાંડી સંગમાં,
મન હર્ષ આણે બે ન જાણે મોજ માણે અંગમાં,
અંતે ફજેતી છે અતીતી મનમાં બે નવ ધર્યો,
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૫
પરિવાર પ્રવૃતી નારનો વિસ્તાર કહું છું વાણીએ,
મદ માર મોહ દુખકાર ક્રોધ અસાર લોભજ જાણીએ;
એ પંચથી પરપંચમાં પડી રંચ રીતી વીસર્યો.
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૬
વળી ચાર કન્યા કરે અન્યા નામ વરણ્યા તે સુણો,
ત્રષ્ણાને નીંદા ઇરષા હીંસા તણા દુર્ગુણ ગણો;
એ ચારથી કરી પ્યાર ખોયો સાર ચોરાશી ફર્યો,
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૭
પ્રીતી ઘણેરી પંચ કેરી વિષય વેરી નવ ગણે,
સુત નાર અર્થે વળી ગર્થે વશ વર્તે તે તણે;
એ કામમાં જગ શ્યામનું તો નામ નેકજ વિસર્યો,

જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૮
શું સારને અસારનો વિચાર મારગ નવ જડે,
પાંચ તન પર બહુ મન તે દ્રવ્ય કારણ રડવડે;
કુકરમને અધરમ વેરી પરમ લાભજ પરહર્યો,
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૯
ભરી વાણ ઝાઝી હાણનું સુકાન પ્રવૃતિ ગ્રહ્યો,
જીવરામ ઘાલી હામને સ્વકામ પર તત્પર થયો;
પણ સુર્ત ભુલ્યો તર્ત ખોટાં કૃત્ય ચોરાશી ફર્યો,
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો. ૧૦
જો હાલ રાખી વાલ એવા માલના લેનારના,
કહી વાણી એ વખાણીએ તે જાણીએ નહીં સારના;
ઝવેર શુણજો પેર તેની ફેર ભવમાં તે ફર્યો,
જીવરામ આઠે જામ ભજવા શ્યામ અવની અવતર્યો ૧૧

દોહરા

એમ જુવાની વહી ગઇ, ભજ્યા નહીં ભગવાન,
મોહ્યો દારા દામમાં, આંધો થઇ અજાણ. ૧
વિષય વાસના નવ ટળી, સામ થયા પળી કેશ;
જરા જઇને આંપડી [1], લાવ ન લીધો લેશ ૨.
વય વૃધ થયો મમતા ન મટી,
પળી સ્વેત થયા ન બુધી પલટી;
મતીમંદ મદાંધ વધી મમતા,
શુભ સંત સંગે ન લહે શમતા. ૧

---

૧ આવી પહોંચી

પરિવારને પુત્ર પ્રપુત્ર વિષે,
સુતદારમાં સ્નેહ અપાર દીસે;
અભીમાનિ અને અહંકારિમતી,
વિષયો સંગ લાગી રહી વિરતી,
અપસંગ થકી કુમતી ન ઘટે.
શુભ સંગ તણે રસ્તે ન વટે;
દિલદારથી પ્યાર સદા પ્રગટે,
ગતિ ભંગ થયો ન અનંગ મટે
સુખ દંપતીનું દિલથી ન હટે;
હરિનાગમાં હામ હમેશ ઘટે
કટીમાં ઘટ જોર વળી બસેરી.
પણ રામનું નામ ગયો વિસરી. ૪
વહે નાકને નેત્રથિ નીર અતી,
ન સુણે શ્રવણે હરિની કીરતી;
ઊખડી સહુ દાંત ગયા મુખના,
દિલમાં ન ગણે દિનનો દુખના. ૫
ગતિ હીણ ગમાર ગ્રહી લકડી,
કુમતી ન મટે પકડી પકડી;
ચિતમાં ચિતવે ઘર આ મુજનું,
સુત દાર તણું સુખ છે જ ઘણું.
પરણાવીએ પુત્ર પ્રપુત્ર વળી,
વય વૃદ્ધ વિષે સુખદાઇ વળી;

---

૧ એવડ

ઘરના જન તે તૃણ તુલ્ય ગણે
મન આપને આપ અધીક બને. ૭
શુભ રાંમનું નામ સદા ન ગમે,
સંત સાધુ સુપાત્ર અનેક દમે:
હિતકારી હરિજનથી હટકે,
પળ પાસ સુસંગ તણે ન ટકે. ૮
રસના કદિ નામ ન રામ રટે,
વિષયા રસ દેખિ ન મોહ મટે;
દિન આયુષના વહિ એમ ગયા,
પદ નાથ નિરંજનના ન લહ્યા. ૯
દસ આ છંદ સ્વસ્થ થઇ સુણજો,
મદમાન સદા મનનું હણજો;
જીવરામજી હાથ ગયા જમને
જગ જાહેર વાત ઝવેર ભણે.

## દોહરા.

જમના દુતો જોરથી, ઝાલીને જીવરામ;
લઇને નર્કે નિસરયા, મારે માર તમામ. ૧
દેખી દુઃખો દોહેલા, મુગદળનો બહુમાર;
કરિ કલ્પાંતને કરગર્યો, તે વેળા તે હાર. ૨

## રાગ પરજ.

બેડો બાઇ બુડનો તારોરે અંબે આઈ પાર ઉતારો. એ રાગ.
અરે માર જમડા મારેરે, આવી આજ કોણુ ઉગારે. ટેક.
બાળપણું તો ખેલમાં ખોયું, જોબન નારી સંગ;

વૃધપણામાં ચીંતાને બહુ, આળશ વ્યાપી અંગ. અરે. ૧
આજ કાલતો કરતાં અંતે, આવી પોહોચ્યો કાળ;
જમડા સાથે જાવું હવે, કરશે કેવા હાલ, અરે. ૨
ચાર પાંચ જમદુત મળીને, જોરે ઝાલ્યા કેશ,
મુગદળની માર જોરથી મારે, દયા ન આણે લેશ. અરે. ૩
ક્યાં ગયાં કોઇ કામ ન આવે, સગાં સ્નેહી સર્વ;
જે સારૂ અઘટીત કામો મે, કરયાં આણી મન ગર્વ. અરે. ૪
સ્વાર્થનું તો સરવે સગું, એકલાં જાવું આપ;
પરમારથમાં પ્રીત ન રાખી, સાથે આવ્યું પાપ. અરે. ૫
અરે આવું નવ જાણતો હતો, જમ કીંકરનું જોર;
કેતા હતા પણ માનતો નોતો, સંત કરી બકોર. અરે. ૬
વિકટ વાટ ભયંકર ભારી, જમપુરીની જાણ;
સુમારગે નવ ચાલી શકો તો, થાશે ખેંચાતાણ. અરે. ૭
મનુષ્ય જનમ મોંઘો મળીયો, વળી ન વારંવાર;
આ અવસર ચેતીને ચાલો, ઊતરશો ભવપાર. અરે. ૮
જીવરામને લઇને ચાલ્યા, જમ કીંકર કરી જોર;
ઝવેર કહે જુગમાં જેણે, આદરયાં કામ અઘોર. અરે. ૯

**દોહરા.**

દેખી અધરી યા[1]તના, જોડીને યુગ પાણ;
જીવરાંમ જમદુતને, કહે મુકો મુજ પ્રાણ. ૧
હવે નહીં ભુલું કદી, મુકો મુજને આજ;
દીન થઇ વાણી વદો, સુણજો સકળ સમાજ. ૨

---

૧ શીક્ષા.

## રાગ જંગલો.

જતની જીવો ગોપીચંદની એ રાગ.

હું નહીં ભુલું હરી નામને, મુકો મુજને આ વારજી;
મેંરે એવું નવ જાણીયું, પડશે દુઃખ અપારજી. હું. ૧
મુકો એકવાર મુજને, સાચું કહું ખાઇ સમજી;
મેં નિરભાગી ન જાણીયું, નક્કી નડશે જમજી. હું. ૨
સુણ્યું હતું કે સંસારમાં, કે'તા સંત સુજાણજી;
માન્યું નહીં મેં મન વિષે, હતું જોર અભીમાનજી. હું ૩
તેના ફળ આવી નડ્યા, કેવો કરવો ઉપાયજી;
દુખડાં નરકનાંરે દોહેલાં. હુંથી સહન ન થાયજી. હું ૪
પ્રાણ છુટે મુજ અંગમાં, મનડું વ્યાકુળ થાયજી;
માર પડે મુદગળ તણો, સહન શી રીતે થાયજી. હું. ૫
સગાં સંબંધી ત્યાં રહ્યાં, કરશે કોણ સહાયજી;
જમડા મારે છે જોરથી, ખમી નવ શકુ કાયજી. હું. ૬
જે કારણ કરતો હતો, અતી વકરમ [1] આપજી;
તેનો સંબંધીરે ત્યાં રહ્યાં, સાથે આવીયું પાપજી. હું. ૭
સાધુ જન કહેતા હતા, સાથે પુન્યને પાપજી;
હું નિરભાગી ન માનતો, દેતો ઉલટો સંતાપજી. હું ૮
ઉપહાશ [2] કરતોરે સંતનો, તેનું ફળ મળ્યું આજજી;
કોણ આવીને વારે ચડે, મુકાવવાને કાજજી. હું. ૯
પરની નારીની પ્રીતનું, લાગ્યું પાપ અપારજી;
થંભ તપાવ્યારે લોહના, નારી રૂપે તૈયારજી. હું. ૧૦

---

૧ ખોટાં કામ. ૨ મશ્કરી.

અડકતાં અંગ ધ્રુજે ઘણું, દુઃખ પ્રગટયું અપારજી;
જમડા કહે એને ઓળખો, જેથી બહુ હતો પ્યારજી.દુ. ૧૧
સુણ્યું હતુંરે સંસારમાં, ગરૂડ પુરાણે જેહજી;
કહ્યું કૃષ્ણે ગરૂડને, આવીનેં મળ્યું એહજી. દુ. ૧૨
ઊષ્ણુ તપી અવની ઘણી, દાઝે દેહ અપારજી;
વાટે વીઘન અતી ઘણું, કઠણુ પામવું પારજી. દુ. ૧૩
કંટક વન વળી આવીયું, કાંટા ભાગે પાયજી;
પેરવા નહીં પાય મોજડાં[1], કેમ કરીને ચલાયજી. દુ. ૧૪
અસીર[2] પત્રના વનમાં, પત્ર તરવાર સમજી;
તેથી તન તો છેદાય છે. કરૂં હવે હું કયમજી. દુ. ૧૫
કુંભીપાક[3] કઠોર છે, દુખ જેમાં અપારજી;
સૂચી[4] મુખ સમુ દુખ નહીં, કેમપામું હું પારજી; દુ. ૧૬
વૈતરણી આવી વળી, જેનો લાંબો વિસ્તારજી;
ઊતરવાનો આરો નથી, કેમ પામું હું પારજી; દુ. ૧૭
દુઃખ એવાં અતી જોઈને, ઊપનો ઊર વૈરાગજી.
નારિની વૃતીરે સાંભરી, જેનું પુન્ય અથાગજી. દુ ૧૮
સંભારતામાંરે સુંદરી, આવી ઉભી તૈયારજી;
કયાં ગઈરે પ્યારી તમતણી, જેથી પ્રીત અપારજી. દુ ૧૯
શિક્ષા નિવૃતી નારની, લાગી શેઠને અંગજી;
ઝવેર કહે સુણજો સહુ, નાર નિવૃતી રંગજી. દું ૨૦

**નીવૃતી કહે છે. રાગ ઉપરનો.**

સ્વાગી સુખમાંહે પરહરી, કેમ નિવૃતી નારજી;

---

૧ જોડા ૨ જેનાં પાંદડાં તરવાર જેવાં છે એવું ઝાડ ૩. એ-નર્કનું નામ ૪. એક નર્કનું નામ.

પતીવૃતા હતી પદમણી, હૈડે હર્ષ અપારજી. સ્વામી. ૧
કહ્યું તમને મેં કંથજી, પરહરો પ્રવૃતી સંગજી;
વિષય દેખીને ભુલીઆ, પડયો તેથી પ્રસંગજી. સ્વામી. ૨
વિષય વાલારે અતીઘણા, મોહ પામ્યા ભરપુરજી;
મારે એહથી મેળ[1] નહીં, માટે હું ગઇ દુરજી. સ્વામી. ૩
કહ્યું તમને મેં કંથજી, એછે મૃગજળ[2] નીરજી;
ભુલે ચુકે જતા નહીં, તમો તેહને તીરજી. સ્વામી. ૪
સંત સાધુ ગમ્યા નહીં, કર્યો કુસંગ અપારજી;
તેનું ફળ તમને મળ્યું, માથે જમનો મારજી. સ્વામી. ૫
ભ્રાંતીથી ભોળવાઇ ગયા, વસ્યા વેરીની સાથજી;
મીત્ર જાણીને મોહી રહ્યા, હવેશીદ ઘસો હાથજી. સ્વામી. ૬
જેવાં કર્મ કર્યાં હશે, તેનું જેહ લાગ્યું પાપજી;
સુખે દુખે હવે ભોગવો, રાખી ધીરજ આપજી. સ્વામી. ૭
લક્ષ ચોરાશિમાં લઇ જશે, દેહે દુખનો ન પારજી;
સ્વેદજ[3] જરાયુજ[4] ઊદભીજ[5], ઇંડજ[6] ખાણ એચારજી સ્વા. ૮
જળચર[7] ખેચરને[8] ભૂચર[9], જંતુ જેના અથાગજી;
તેમાં તમનેરે લઇ જશે, મળવા નહીં પામો માગજી. સ્વા. ૯
એમ કરતાં મનુષ્યનું, જ્યારે મળશે સરીરજી;
ત્યારે આવીશ હું સહી, રાખો રૂદીઆમાં ધીરજી સ્વા ૧૦
શ્રી હરીની ભક્તી તણો, થાશે તમને બોધજી;

---

૧ બનત ૨ ઝાંઝવાં ૩ પરસેવાનાજીવ ૪ ગર્ભસ્થાનાજીવ ૫ વ-સ્પતી ૬ પક્ષી ૭ પાણીના જીવ ૮ આકાશના જીવ. ૯ પૃથ્વી-ના જીવ.

કામ લોભને મોહ એ, વળી ગટશે ક્રોધજી. સ્વા. ૧૧
સતસંગમાં મુજ વાસ છે, વસું તેહની પાસજી;
ત્યાં તમે સુખેથી આવજો. ચીત થાશે હુલ્લાશજી. સ્વા. ૧૨
આશા મટશે વિષયો તણી, ત્યારે સુખ પામો સારજી.
નામ નારાયણ સાંભરે, નિત્ય રૂદીઆ મોઝારજી. સ્વા. ૧૩
આ શિક્ષા રખે ભુલતા, રાખો રૂદીઆ મોઝારજી.
કઠણ કામનું જોર છે, મોહ લોભનો મારજી. સ્વા. ૧૪
વિષયો ટળવાથી સુખ થશે, પામીશું ભવ પારજી;
મળશું શેઠ શીવરામને, રાખો રૂદીએ વિચારજી. સ્વા. ૧૫
એવું સુણીને મગન થયા, જીવરામ જરૂરજી;
આવે અંત કયારે દુખનો, ભોગવ્યું ભરપુરજી. સ્વા. ૧૬
શ્રી પતી સહાય હવે થશો, ભુલું નહીં કોઇ વારજી;
દીન જાણી દયા કરો, મુજ ઉપર મોરારજી સ્વા. ૧૭
સાધુ સંગત સત્યથી, કરે સમજીને સારજી:
કહે ઝવેર તે પામશે, મન માંહે મોરારજી. સ્વા. ૧૮

**દોહરા.**

જમપુરીની યા[1]તના, જીવે વેઠી જાંણ;
આચરણો અધટીત કરી, સરજ્યો ચારે ખાણ. ૧
શુભ અશુભ કરમો કરી. અંહકારથી આપ;
પામ્યા પુન્યે સ્વર્ગને, નર્ક કરીને પાપ. ૨
ભમતાં ભમતાં આવીયો, વળી મનુશ અવતાર;
ગરભ વાસમાં સાંભરયા, શ્રી હરી જગદાધાર. ૩
દુ:ખ સુખ સહુ જનમનું, સુજયું તેણીવાર;
દીન થઇ વાણી વદ્યો, કયા કહું વિસ્તાર ૪

---
૧ શિક્ષા.

## લલિત છંદ.

ગરભવાસમાં, દુ:ખ છે બહુ;
કહું પ્રીય જનો, વર્ણવી સહુ;
કથન જે કહું, કાન તે ધરો,
હરિ હવે મહા, કષ્ટ ને હરો. ૧
દુખ અપાર ત્યાં, જીવ ભોગવે,
સકટ યોનિનાં, શું કહું હવે;
જગનનાથનો, છેજ આશરો,
હરિ હવે મહા, કષ્ટ ને હરો. ૨
ચતુરને એસી, લાખ તે તણી,
વિવિધ જંતુની, જાતડી બણી;
રડવડી મુઆ, નાર ને નરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૩
દુશહ દુખ ત્યાં. છે અપારરે,
પ્રભુ તહાં થકી, કરે પારરે;
અરજ આ કરૂં, ઉરમાં ધરો;
હરી હવે મહા, કષ્ટને હરો. ૪
અરર ઇશરે, દુ:ખ આ અતી,
સહન થાયના, માહેરી વતી;
અહહ તાતજી, પુત્ર તાહેરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૫
શિર ઊંધે અહીં, રહેવું અરે,
શિર તળે બને, પાવ ઉપરે;
મુજ અનાથને, મેર તો કરો, ૨

હરિ હવે મહા કષ્ટને હરો. ૬
અહીં કહો અરે, શું હવે કરૂં,
દુખ અગાધમાં, ઝુરીને મરૂં;
જાણી જનમને. જરૂરતા હરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૭
કીટ [1] કૃમી [2] અતી. દુખ આપતી.
શરીર હું તણું, તેહ કાપતી;
દુઃખ બહુ મને, દીલમાં ધરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૮
માસ નવ અતી, દુખ આ સહ્યું,
છે અવાચરે, [3] જાય નહીં કહ્યું;
અતી અગાધ [4] એ મુળથી હરો;
હરિ હવે મહા, કષ્ટને હરો. ૯
શરીર ન ફરે, કષ્ટ થાયરે,
અરર ઈશરે, કરો સાહ્યરે;
દુખ બહુ ખમે, દુર તે કરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૧૦
ફરિ નહીં અહીં, આવું ઇશરે,
દુઃખ અતી અરે. જાણી શીશરે;
કહણુ આ સમે. સાહ્ય તો કરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૧૧
મહા દયાળ છો, વિશ્વના પતી,
અરર તાતજી, શી થશે ગતી;

---

૧ કીડ. ૨ કરમીઆં. ૩ કીડા. ૪ અતીઘણું.

અતર ની મતી, જાણુના ફરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૧૨
શીર દયા ધરો, આપ આ સમે,
ગરભવાસનાં, દુઃખ બહુ દમે;
અહીં હરી હવે, આવીને ઠરો,
હરિ હવે મહા કષ્ટને હરો. ૧૩
દુઃખ બહુ મને, આંહી થાએરે,
જગનનાથજી, જીવ જાયરે;
ગરભવાસથી, પારનો કરો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૧૪
જોડી કર બને, વિનતી કરી,
હૃદય ચક્ષુ ત્યાં, આપીઆ હરી;
જીવ ઝવેર ત્યાં, સ્તુતી ઊચર્યો,
હરિ હવે મહા, કષ્ટને હરો. ૧૫

પ્રભુ સ્તુતિ, હરિગિત છંદ.

ભટકયો ઘણું ભવમાં ભણું દુખ તે તણું સુણજો સહુ,
અવતારનો નહીં પાર ભવ સંસાર દારૂણ દુખ બહુ;
કિરતાર કર આવાર મુજ સંભાળ સંકટ સહુ કરો,
અવિનાશ જાણી દાસ રાખી પાસ દારૂણ દુખ હરો. ૧
પશુપક્ષ કોટી લક્ષને વળી યક્ષ[૧] કીન્નર[૨] અવતર્યો,
જમ્પ્ર નર્કમાં થૈ ગર્કને વળી અર્ક[૩] લોકે હું ફર્યો;
ભવપાર કર કીરતાર સરજનહાર શેવક તાહરો,
અવિનાશ જાણી દાસ રાખી પાસ દારૂણ દુખ હરો. ૨
ફરીવાસ ઈંદરપાસ સ્વર્ગ ખાસ પણ પોચ્યો ખરો,

પણ નાસ ત્યાંતો વાસ છોડી આશ પાછો હું ફર્યો;
ભવપાર જગદાધાર કર આધાર તારો આશરો,
અવિનાશ જાણીદાસ રાખીપાસ દારૂણ દુઃખ હરો. ૩
વળી આશ છે વટનાસ છે ભવપાસ જેવી જાણવી,
કરી દુખ હરતી સુખ એ મતિ ઊરમાં નવ આણવી.
તે કરે સૌ જગશ્યામના સુભનામનું સમરણ કરો,
અવિનાશના ચૈદાસ ભક્તોદાશ ખાસ એવી આદરો. ૪
કટ[1]ત્રાસને ભવપાસ દુખનો નાસ તારે હાથ છે,
છું શરણ જનમ મરણના દુખ હરણ તું જગનાથ છે;
કરૂં અરજ લાવી ગરજ છે તે મુજ ફરજ ને ઊરમાં ધરો,
અવીનાશ જાણીદાસ રાખીપાસ દારૂણ દુખ હરો. ૫
હું દાસ દુખનો નાસ કર અવીનાશ આવી આ સમે,
વળી પાસ કરજે વાસ દીલમાં ખાસ સંકટ નહીં દમે;
હું શરણ અભરાભરણ તારણ તરણ તુજ આવ્યો ખરો,
અવિનાસ જાણીદાસ રાખીપાસ દારૂણ દુખ હરો. ૬
કરૂ વિનંતી આગ્રહ અતી પૃથ્વી પતી ઊરધારજો,
ભવ વારીનું દુખહારી કરૂણાકારી મુજને તારજો;
કટવાશને ભવપાસ ત્રોડી ત્રાસ પોતાનો કરો.
અવિનાશ જાણીદાસ રાખીપાસ દારૂણ દુખ હરો. ૭
કળીકાળ બહુ વિકરાળ તુંબળ ભાળ મારા બાપનું;
છું બાળ કર પ્રતીપાળ હે જગપાળ સંકટ કાપનું,
પડી પંચ કેડે વિષય વેડ[2] તમો તેડ[3]તો કરો,

---

૧ કાપ. ૨ ડુબે ૩ પાર.

અવિનાશ જાણીદાસ રાખીપાસ દારૂણ દુખ હરો
છંદ અષ્ટ હરવા કષ્ટ છે ઉતકૃષ્ટ તે ઉર ધારજો,
મતિ ભ્રષ્ટપર કરી દ્રષ્ટ બુધ્ધી પુષ્ટ કરી ભરતારજો;
ઝવેર પર કરી મેહેર સારી પેર સુખ શાંતી કરો,
અવિનાશ જાણી દાસ રાખી પાસ દારૂણ દુખ હરો.

## ભુજંગી છંદ.

સુણી ગર્ભમાં જીવની દીનવાણી,
હર્યું દુઃખ દેવે દયા દીલ આણી;
મળ્યો જન્મને માનવી દેહ ધારી,
અતી ઇશ છે નિત્ય આનંદકારી. ૧
દયા તો ઘણી દેવની જીવ માથે,
જુઓ જન્મ પેલું કર્યું દુખ નાથે;
તમે તેહને કેમ મુકો વિસારી,
અતી ઇશ છે નિત્ય આનંદકારી. ૨
જીવ્હા ઘ્રાણ ચક્ષુ ત્વચા કર્ણ કેવી,
આપી જ્ઞાનની ઇંદ્રીઓ પંચ એવી;
બહુ કામની જીવને નિત્ય જારી,[1]
અતી ઇશ છે નિત્ય આનંદકારી. ૩
વળી વાક પાયુ અને પાદપાણી,
ઉપસ્થ મળી પંચ કર્મેંદ્રી જાણી;
બહુ જીવને પ્રેમથી પાંચ પ્યારી,
અતી ઇશ છે નિત્ય આનંદકારી. ૪

---

૧ ચલવુ.

અને ખાનનેપાન એ ખુબ આપે,
વળી કષ્ટ તે દેહના સર્વ કાપે;
વસે વાસ તે દેહમાં દુઃખહારી,
અતી ધર્મ છે નિત્ય આનંદકારી. ૫
જુઓ ચાર ખાણો તણા જીવ જે છે.
સદા ખાનને પાન વિશેશ દે છે;
વિશેશે બુધી માણસોમાં વધારી,
અતી ધર્મ છે નિત્ય આનંદકારી, ૬
સદા સાધુ સંગે બુધી શુધ પામે,
બુધી શુધથી મન પામે વિરામે;
વિરામે થશે ભક્તી વિશેશ કેરી,
અતી ધર્મ છે નિત્ય આનંદકારી, ૭
મણી તુલ્ય જન્મ જશે કાચ દામે,
રચ્યા છંદછે આઠ આ તેહ કામે;
કહેશ જનો જાણજો શીખસારી,
અતી ધર્મ છે નિત્ય આનંદકારી. ૮

દોહરા.

જનમી આવ્યો જગતમાં, કરવા સારાં કામ;
બાળપણું રમતાં ગયું, સમર્યાં નહીં શ્રીરામ. ૧
ચારપાંચ ખટ આઠને, થયાં વર્ષ જ્યાં બાર;
ભક્તી પ્રભુની [illegible] [illegible] કરતાર, ૨

ભુજંગી [illegible]

થયો વર્ષ તો બારનો બુધી આવી,
કરે ભક્તી વિશેશની મન લાવી;

સદા સંતના સંગમાં રંગ રાતો;
ફરે જીવરામ હરી ગુણ ગાતો.
કરે સંગ સાધુ તણો સુખ ચીતે,
નમે પાય સાધુ તણે પુર્ણ પ્રીતે;
અહો નીશ સાધુ તણે સંગ જાતો
ફરે જીવરામ હરી ગુણ ગાતો. ૨
ગણે માનવી જન્મ છે લાભકારી,
વિનાપાર પામુ નહીં ભવ્ય વારી,
સદા ચીતથી તેહને નિત્ય ચાતો,
ફરે જીવરામ હરી ગુણું ગાતો. ૩
કરે ભક્તી જે નવધા નીત્ય કાવે,
ભજી જીવના મનમાં જેહ ભાવે;
નહીં પારપામું કદી એ વિનાતો
ફરે જીવરામ હરી ગુણ ગાતો. ૪
સુણેજો કથા કર્ણ તો ઇશ કેરી,
ભણે કીર્તી ભુનાથની જે ભલેરી,
સદા સંગ સાધુ તણોતો સોહાતો;
ફરે જીવરાંમ હરી ગુણ ગાતો. ૫
ગણી જીવના ચીતની ચાલચોખી,
હર્યાં પાંચ જે જીવના નીત્ય દોખી; [૧]
હરી મોહીની ને કર્યા પંથ જાતો,
ફરે જીવરામ હરી ગુણ ગાતો. ૬
તદા નીવૃતી નાર ને નાથ મેલી,

---

૧ દુઃખ દેનાર

જાજે જીવ પાસે વહુ બાપ વેલી;
રખે મોહના જાળ માંહે ફસાતો,
ફરે જીવરામ હરી ગુણ ગાતો. ૭
સુણી નાર સંસારમાં સંઘ આવી,
કરે વીનતી જીવને મન ભાવી;
શુણો અર્જ મારી પતી આજ આતો,
ફરે જીવરામ હરી ગુણ ગાતો. ૮
સુણી નીવૃતી નારની પ્રેમ વાણી
સદાસ્નેહ સાંધ્યો અતી ઊર આણી
ઝવેર કરી પ્રીતની સાથ વાતો,
ફરે જીવરામ હરી ગુણ ગાતો. ૯

## નીવૃતીનીવીનતી.

પ્રીયા શોક છોડો તમે એ રાગ.

પ્રીતમ પ્યારા હું તમ તણી, છું નીત ચરણની દાસ
પરહરી કેમ તમે પ્રેમદા, પ્રીતે રાખોની પાસ. પ્રીતમ ૧
મુકી મુજને સબ્યંવરે, દેશાટણ દુર દેશ;
પ્રવૃતી સાથેરે પ્રીતથી, કર્યો જઇ પરવેશ. પ્રીતમ. ૨
નાની વયમાંરે નાથજી, મુકી બાળે વેશ.
પરહરીને તમો પરવર્‍યા, જોયો સંસાર દેશ. પ્રીતમ. ૩
કહ્યું તમને મેં કંથજી; સાને જાઓ વિદેશ
ભુલાતો ભમવું પડે, સાથે આવો સ્વદેશ. પ્રીતમ. ૪
ક્યાં ગઇ કામની કંથજી, પ્રીતે રાખોતિ પાસ
પ્યારી પ્રવૃતીરે નારથી, ગમ્યો તો ઘરવાસ પ્રીતમ. ૫
ભોગ ભોગવવા આતુર હતી, સુખમાં સનમુખ આપ;
કઠણ વેળામાંરે ક્યાં ગઇ, જ્યારે વળગ્યું પાપ. પ્રીતમ. ૬

મુકી નરકમાંરે એકલા, દિધું દુઃખ અપાર
અંતે જઇ અળગી રહી, કુડી કુલટા નાર. પ્રીતમ. ૭
ભમી ભમીરે થાકયા હશો, ફીકટ વાદ અપાર
હરે વીધન અતી ખાસું, કઠણ પામવું પાર. પ્રીતમ. ૮
લક્ષ ચોરાશીમાં આવવું, જરા જન્મને મરણું
ફરી ફરીને થાકયા હશો, પોઢો ચાંપુ હું ચરણું પ્રીતમ. ૯
ખમાંરે ખમા મારા કંથજી સુખે સુઓ અવારા;
મુલ ખરીદીરે દાસ છું, પ્રીતે આપની પાસ. પ્રીતમ. ૧૦
મુકી મુજને જ્યારે ગયા, એકલી આહાર,
સુની ભયાનક ભાસતા, લાગી દેશ સંસાર. પ્રીતમ. ૧૧
સાપી ચાલી હું સાસરે, શીવજી સસરાની પાસ,
શાંતી સાસુ સાથે જઇ, રાખી તમારી આશ. પ્રીતમ. ૧૨
સમરણ શીવજી તાતનું, તમો કર્યું આવાર,
મુકી મુજને તેમણે, આપી દેશ સંસાર. પ્રીતમ. ૧૩
સીતા પરહરો પ્રીતથી, મેળવું માત તાત,
શાંતી મા લાવું અહી, ત્યારે થાય નીરાંત. પ્રીતમ. ૧૪
સત્યવંતી છુંરે સાધવી, સાથે લાવું સ્વદેશ,
મુકું નહીં મુજ કંથજી, પ્રક્ષપણ પરદેશ. પ્રીતમ. ૧૫
શાંત કરાવું પરબ્રહ્મથી, હાળી દુઃખ અનેક;
લોક ગણ્યું અંખુ લિપિ, એમ કરૂં એક મેક. પ્રીતમ. ૧૬
સુણુ વચન વિનતા તણાં, વાધ્યો ઉરમાં ઉમંગ,
ઝવેર કહે જુગતે ચડયો, નવો નીત નીત રંગ. પ્રીતમ. ૧૭

ભુજંગી છંદ.
કહી વિનતી નારીએ પ્રીત ભારી,

વધી પ્રવૃતી નાર પોતે વિસારી;
સંગે સાધવી પામવા સુખ કામે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૧
કરીને રવા વાસ તે કામ પ્રીતે,
ગયા દુર્ગુણો જે હતા નિત્ય ચીતે;
રવા સદગુણો આવીને ઠામ ઠામે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૨
વિવેકી ભુધી નીર્મળી નાથ આપી,
હરી દુર્બુધી જે હતી દષ્ટ પાપી;
જેથી ભક્તી ભુનાશની નીત્ય પામે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૩
રહે સાધુના સંગમાં નીત્ય વાસો,
ભલો ખપ ભુલોકમાં જેહ ભાસ્યો;
નકી તે થકી મન પામે વીરાગે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૪
વધી નીજની નારથી પ્રીત ભારી,
થઇ સંતતી તે થકી સુખકારી:
તદા તે થકી અષ્ટ સંતાન પામે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૫
થયા ચાર પુત્રો અને ચાર કન્યા,
થકી જીવરામ બડો આપ ધન્યા;
સદાતે થકી સુખ તો સુભ પામે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૬
ક્ષમા ધૈર્ય મૈત્રી દયા ઊરધારી,
થઇ પુત્રિઓ ચાર એ સુખકારી;

કરે નીતીનાં તે મળી ચાર કામે
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૭
વિવેકી વિચાર અને તોષે સાગં.
વળી સીલ એ પુત્ર તો ચાર પ્યારો;
સદા તે થકી સુખનાહીન આમેં.
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૮
મળો પુત્રને પુત્રીઓ નાર સાથે,
ખરીદે ખરો માલ જે નીજ હાથે;
લહ્ય સંત દલાલ સ્વદેશ કામે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૯
લીધું ભક્તીના યોગમાં સાર જાણી,
વળી જ્ઞાન લીધું વિવેકે વખાણી;
નકી લાભ ધારી કર્યું ખાસ કામે,
કર્યું ગ્રહસ્થાશ્રમ તો જીવરામે. ૧૦
નદી મોહીની ને થવા કાજ તેડે,
વળી વાણુ વૈરાગનું નીત્ય ખેડે;
ચલાવે નિવૃતી જવાને સ્વધામે;
સ્વદેશી જવાનું કર્યું જીવરામે. ૧૧
ચડી નાવ સ્વદેશની વાટ લીધી,
જવા શીવરામ તણી પાસ સીધી;
વિવેકી મળ્યું સંતનું વા'ણ સામે,
સ્વદેશી જવાનું કર્યું જીવરામે. ૧૨
પુછ્યું સંતને દેશ ક્યાં છે તમારો,
કહે શીવરામ તણો દેશ સારો;
વસુંધ્ધું અમો વાસ તો તેહ ઠામે,

સ્વદેશે જવાનું કર્યું જીવરામે; ૧૩
કરૂં છું લઈ આમના પ્રશ્ન ફેરી,
ફરે દેહ સંસારની નીત્ય શેરી;
રહ્યું ચીત લાગી સદા તેજ ઠામે.
સ્વદેશે જવાનું કર્યું જીવરામે. ૧૪
ગુરૂજી બતાવો મને વાટ સારી,
કરૂં તેહ ઠામ જવાને તયારી
મળ્યાથી થશે મન કેરો વિરામે,
સ્વદેશે જવાનું કર્યું જીવરામે. ૧૫
કથા જીવરામ અને સંતનીતે
કહું છું હવે હું સુણો સુખ ચીતે
ઝવેર સુણે જીવ તે સુખ પામે
સ્વદેશે જવાનું કર્યું જીવરામે. ૧૬

શિષ્ય ઊવાચ. ભુજંગી છંદ

ગુરૂજી ગુણા ચેહુ મેતો તમારા,
મને આપ આનંદના આપનારા;
તમે આ ગતી આપદાથી ઉગારો,
દુખી દીન જાણી દયા દીલધારો. ૧
દુખે ડુબનો દેખીને દીન જાણી,
કૃપાળુ પ્રભુને કહો પ્રેમ વાણી;
અને સીંધુ સંસારથી સધ તારો,
દુખી દીન જાણી દયા દીલધારો. ૨
જુઓ જન્મ મર્ણું તણું જોર ભારી,
અતીછે અગાધે ગરે ભવ્ય વારી;
મને તેહ તેડે તમેતો ઉતારો

દુખી દીન જાણી દયા દીલ ધારો. ૩
વિવેકી વડા સંત છો આપ સાચા,
ભણું આપ આગે દુખે દીન વાચા;
અરે આપ આ અર્જ તો ઉરધારો,
દુખી દીન જાણી દયા દીલ ધારો. ૪
કહો કોણ હું છું અને કયાંથી આવ્યો,
જવું કયાં જરૂરે મને તે બતાવો;
કહો કષ્ટથી પાર થાવા કીનારો
દુખીદીન જાણી દયા દીલધારો. ૫
કરૂં સાધનો શા થકી સુખ પામું,
અરે આ અતી વેદના કેમ વામું;
છઉં શર્ણ આપો સદા સુવિચારો,
દુખી દીન જાણી દયા દીલધારો. ૬
ગિરા[1] દીન દાખું અતી આપ આગે,
થકી ભવ્ય વારી તણા દુખ ભાગે;
ઝવેર કહે શિષ્યનું કામ સારો,
દુઃખી દીન જાણી દયા દીલધારો. ૭

**શ્રી ગુરૂવાચ દોહરા**

સુણી વચન એ શિષ્યના, પ્રસન થયા ગુરૂદેવ;
સુણજે તું શુભ સ્નેહથી, ભાખું ભક્તી ભેવ. ૧
તે કરવાથી તાહરૂ, થાશે નીરમળ ચીત;
દીનદીન પ્રભુપદ પામશે, પુરશે મન પરતીત[4]. ૨

**ભક્તી વીશે. હરિગિત છંદ.**

ભણું ભક્તી ભાત નવે તણી ભલી રીત ભાવધરી કરો,

---

૧ વાણી ૨ કરો ૩ રાજ ૪ ભરુસો

કલ્યાણકારી ક્લેશહારી કરી પાપજ પરહરો;
નવ અંગ રાખી ઉમંગ ચીત અભંગથી ઉરમાં ધરો,
અવિનાશના થૈ દાસ ભક્તી ખાસ એવી આદરો. ૧
શુભ શ્રવણ કીર્તન સ્મરણ ને કરો પાદ શેવન પ્રીતથી,
કરી અર્ચના પછી વંદના કર દાસગણની રીતથી;
સખ્યત્વ[1] છે સુખ કારણી કરી આતમા અર્પણ કરો,
અવીનાશના થૈદાસ ભક્તી ખાસ એવી આદરો. ૨
બ્રાહ્મ[2] મુર્તે ઉઠીને અભ્યાસ એ નીત આદરી,
કરિ સ્નાનસંધ્યોપાસના પછી ભક્તીમાં ચીત લે ધરી;
મન શુધ રાખી માનશી શેવાતણો ઉદ્યમ કરો,
અવિનાશના થૈ દાસ ભક્તી ખાસ એવી આદરો. ૩
શુભ શેવ્ય શેવક ભાવ રાખી પ્રેમ અંતર આણશો,
બળી પાપ ચીત નીર્મળ થશે શુભશાંતીનું સુખ માણસો;
ત્યાં ભાવનું દેવળ બનાવી માનશી મુર્તી કરો
અવિનાશના થૈદાસ ભક્તી ખાશ એવી આદરો ૪
નવરાવી ઉષ્ણો[3]દકેઅંતરજામી મનના પ્રેમથી,
પછી વિવિધ ભાતી વસ્ત્ર ભુષણ નિત્ય તું ધર નેમથી,
પછી અર્ચના અભ્યાસ એવાથી તમો સહુએ કરો.
અવીનાશના થૈદાસ ભક્તી ખાસ એવી આદરો. ૫
ધસી ભાવચંદન ભાવકેસર તીલક ભાવે ભાલમાં,
કરી ધુપ દીપક આરતી કર શેવ્ય શેવક ચાલમાં;
પછી તાલ શંખ મૃદંગ નોબત નાદ ધ્વની મનમાં ધરો,
અવિનાશના થૈદાસ ભક્તી ખાસ એવી આદરો. ૬

---

૧ સોર ૨ પરોઢીએ ૩ ગરમ પાણીએ

પુજાતણા પરકાર ષોડશ ગુરૂગમથી જાણીને;
કરવા અતી ઊંઝરંગ રાખી પ્રેમ અંતર આણીને;
અહોનીશ આઠે પોહોર જીન્મુની ધ્યાન અંતરમાં ધરો,
અવિનાશના થૈદાસ ભક્તી ખાસ એવી આદરો. ૭
અંતરજામી આપણા શીવ સર્વવ્યાપક ભેદ છે,
સુધ નીતથી સમરણ કરો અજ્ઞાન હર્તા એહ છે;
પછી સ્તુતી સનમુખ બેશીને ઝવેર કરજોડી કરો,
અવીનાશના થૈદાસ ભક્ની ખાસ એવી આદરો. ૮

## પ્રભુ સ્તુતિ ઊધોર છંદ.

જય જય શીવ હે સુખકંદ, પ્રગ્ટું ધરી બહુ આનંદ;
કરવા આજ હું તમ શેવ, જય જય અખંડ આતમ દેવ. ૧
જય જય ઇશ આનંદ કંદ, શેવે સુર મુનીજન વૃંદ;
જય જય વિભૂ વ્યાપકરૂપ, જય જય અખંડ એકઅરૂપ. ૨
જય જય જય જુગાદી અંત, જય જુગ મધ્ય કહે સૌ સંત
જય જય દીન બંધુ દેવ, જય જય અલખરૂપ અભેવ. ૩
જય જય જગતના પ્રતીપાળ, જય જય દીનબંધુ દયાળ;
જય જય નિરંજન નિજરૂપ, જય જય શીવ સકળ સ્વરૂપ. ૪
જય જય વિશ્વરૂપ વિશાળ, જય જય શરણજન પ્રતીપાળ;
જય જય અકળ રૂપ અમાપ, જય જય હરણ ત્રીવિધ તાપ. ૫
કહું એક અરજ આરંત કાજ, હે અવનાશ સુણજો આજ
છું અતી કામી લપટ ક્રુર, મતિ અતિ દુષ્ટ છે ભરપુર. ૬
આવ્યો આજ હું તવ શર્ણ, જાણી જન્મ ને મરણ મર્ણ;
ભક્તી પામવા ભરપુર, કરવા કષ્ટ તનથી દુર. ૭
દીનાનાથ હું દુર બુધ, આવ્યો બીરદ જાણી શુધ;

---

૧ ઓશીયાળ.

શરણે રાખજો અવિનાશ, કરજો કુબુધીનો નાસ. ૮
હું મતિ ભ્રષ્ટ છું ભગવાન, દેજો જ્ઞાનનું શુભદાન;
મુજને દીનબંધુ દાસ, જાણી રાખજો તવપાસ. ૯
કરજો બુદ્ધિ મારી બેશ. દુરમતિ રાખશો નહીં લેશ;
કહે ઝવેર જુગદીશ, રાખો શર્ણ વિસ્વાધીસ. ૧૦

### દોહરો.

એ ભક્તી નવ ભાતની, સંભળાવી મે શિષ્ય;
અંતરમાં ધરવા થકી, પ્રસન થશે જુગદીશ. ૧

### શિષ્યોવાચ દોહરા.

ભાખી ભક્તી તેશુણી ઊર વાધ્યો આનદ
લાગ્યો પ્રેમ પ્રકાશવા, દિન દિન શુધ્દિ સમચંદ.[1]
કૃપા કરીને કહો ગુરૂ, સાંખ્ય તણું સીધાંત;
પુરણ જ્ઞાન પ્રકાશથી, ભાગે મનની ભ્રાંત. ૨

### ગુરૂઉવાચ. મનહર છંદ.

શુણી વાણી શાણી શિષ્ય અધીકારી વધા,
ગુરૂ હર્ષ આણીને પીછાણી પ્રેમ રીતીને;
ધારીને જીજ્ઞાસા ભારી શિષ્ય તણી બહુ સારી,
તરવાને ભવ વારી અધિકારી નીતીને;
શિષ્ય સંભળાવું ખાસ જેથી ટળે ભવ પાસ[2]
નાશ થાય વાશ પામો પ્રભુપદ પ્રીતીને;
ઝવેર ભાખીને કહુ આખી વાત દાખી, શાખી[3]
અંતવેદ રાખા નાખી ટાળી ભવભીતીને. ૧
જીવ શીવ તણો ભેદ જેહ કહ્યો અંત વેદ,
જેથી પામે નીરવેદ ખેદ છેદ કરીને;

---

૧ અજવાળીયાના ચંદ્રની પેઠે. ૨ બંધ. ૩ સાહદી.

તે હું સંભળાવું તને જેવી ઇશ ઇચ્છા બને,
સુણ રાખી દ્રઢ મને કને દેખો દૂરાને;
પીંડને બ્રહ્માંડ તણી કથા તને કહું ભણી,
જેથી ઉતપતી બણી ગણી દીલ ધરીને;
ક્વેર અગ્નાન નાશ ગ્નાન તણો પરકાશ,
જેથી થાય ખાશ ભવ પાસ દુર કરીને. ૨

હરિગિત છંદ.

અવ્યક્તથી પ્રકૃતીને વળી પુરૂષ તે ઊતપન થયા,
તેથી થયો મહતત્વ ઊતપન ગુણ ત્રણ તેથી કહ્યા;
તમ રજો સાત્વીક ત્રણ થકી પછી વિવિધ શ્રષ્ટી વિસ્તરી,
સુણ શિષ્ય તું શુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૧
તમ ગુણ થકી પંચભુતને પંચ વિષય દસ તત્વો થયા,
નભ [1] તેજ વાયુ અંબુ [2] અવની પંચ એ ભુતો કહ્યા;
રસરૂપ ગંધ સ્પર્શ શબ્દજ વિષય કહું વિગતે કરી.
સુણ શિષ્ય તું શુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૨
રજગુણ થકી દસ ઈંદ્રીને વળી પંચ મારૂત પેખીએ;
તે વ્યાનોદાન સમાન પ્રાણાપાન પંચે લેખીએ;
ત્વક શ્રોત્ર ચક્ષુ ઘ્રાણ જીવ્હા ગ્નાન ઇંદ્રી ગણો ખરી,
સુણ શિષ્ય તું સુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૩
પદ વાક પાયુ શિશ્ન પાણી, કર્મ ઇંદ્રી એહ છે,
પંચ ગ્નાનને પંચ કર્મ ઇંદ્રી પંચ મારૂત જેહ છે;
સર્વે મળીને તિથિ તત્વો રજો ગુણ રચ્યા કરી,
સુણ શિષ્ય તું શુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૪
સાત્વીકથી દેવા ચતુર્દસ ચાર અંતઃકર્ણ છે,

---

૧ આકાશ. ૨ પાણી.

શશિ,[1] રૂદ્ર,[2] બ્રહ્મા, ક્ષેત્રજ્ઞ,[3] દીગ, અર્ક,[4] અશ્વની,[5] વરૂણ[6] છે;
યમ, વાયુ. અગ્ની, ઉપેંદ્ર ઇંદ્ર, પ્રજાપતી, દીલસે ધરી,
શુણ શિષ્ય તું શુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૫
તે ચાર અંતઃકર્ણના દશ દેવ છે ઇંદ્રી તણા,
પંચકર્મને પંચ જ્ઞાન ઇંદ્રી ચતુરદસ જે મે ભણ્યા;
પ્રેરક શાક્ષી સર્વનો તું આતમા અનુભવ કરી,
શુણ શિષ્ય તું શુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૬
વેહેવાર જે આ દેહના તે થાય છે તેણે કરી,
અહંકાર માની જીવ સર્વે આપ માથે લે ધરી;
શાક્ષીપણું ભુલી ગયો તે કર્મનો કર્તા કરી,
શુણ શિષ્ય તું શુભ સ્નેહથી વીસ્તાર કહું વર્ણન કરી. ૮
એ જ્ઞાનનું વીધાન ટુંકામાં કહ્યું તુજને કરી,
વધે ગ્રંથ વિગતે જો લખું શુભ સમજ એમાં છે ખરી;
તું અચળ છો અવિનાશનો આભાશ શીવમાં જા મળી,
સુણ શિષ્ય તું શુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૯
એ જ્ઞાનનું જે ભાન રાખી ધ્યાન દીલમાં ધારજે,
ફરી કથા ભક્તીની ત્રણી તે વીગતથી વીચારજે;
ઝવેર સારીપેર કરશે મેર મળશે શ્રી હરી,
શુણ શિષ્ય તું શુભ સ્નેહથી વિસ્તાર કહું વરણન કરી. ૧૦

**દોહરો.**

ગુહ્ય જ્ઞાન તુજને કહ્યું, વળી ભક્તી નવ ભાત;
તે કરવાથી શિષ્યજી, પામીસ તું શીવતાત. ૧

---

૧ ચંદ્ર ૨ શંકર ૩ દીગપાળ ૪ સુર્ય ૫ અસ્વની કુમાર ૬ જળના દેવતા ૭ વિષ્ણુ.

## ભુજંગી છંદ.

શુણીને ગુરૂજી તણી સત્ય વાણી,
કરી ભક્તી શીષ્યે પુરો પ્રેમ આણી;
થયું જ્ઞાન તે ભક્તીથી સુખકારી,
સદા સચ્ચીદાનંદ આનંદકારી. ૧
ગયો અંધકાર અને અર્ક [1] ભાસ્યો,
પુરો પ્રેમ પરબ્રહ્મ સાથે પ્રકાસ્યો;
અને ઓળખ્યા આતમા અઘહારી, [2]
સદા સચ્ચીદાનંદ આનંદકારી. ૨
મટી ભ્રમણા ભુલતો સર્વ ભાગી,
થયા જીવરામ તદા વીત રાગી;
મળ્યા શાંતીમાં જે સદા સ્નેહકારી,
સદા સચ્ચીદાનંદ આનંદકારી. ૩
પિતા શીવરામ તણી પાસ વાસો,
કર્યો શાંતીમાં સાથમાં આવી ખાશો;
થયું તે થકી જીવને સુખભારી,
સદા સચ્ચીદાનંદ આનંદકારી. ૪
અધી [3] આત્મનો બોધ આ જાણી સારો,
વિવેકી જનો ચીત માંહીં વિચારો;
મળ્યા જીવને શીવ થાવાની બારી, [4]
સદા સચ્ચીદાનંદ આનંદકારી. ૫
શુભે વીક્રમે સંવતે ઓગણીસં,
વળી વર્ષ પંચાવને માઘ માસે;
શુદા અષ્ટમી છે ભૃગુવાર સારી,

---

૧ તેજ ૨ પાપ અધ્યાત્મ ૪ રસ્તો

સદા સુચ્ચીદાનંદ આનંદ કારી. ૬

લઘુ દીર્ઘ માત્રા જરા હું ન જાણું,
કવિતા તણી રીત કેવી વખાણું;
મતી અલ્પથી મેં કથા આ ઉચારી,
સદા સચ્ચીદાનંદ આનંદકારી. ૭

ઠરૂં પારકર[1] નગ્ર ગામે નિવાસ
હરીદાસના દાસ નો ખાસ દાસ,
ઝવેર લુહાણા તણી ન્યાત મારી;
સદા સચ્ચીદાનદ આનંદકારી. ૮

## દોહરા

સુણો કથા જીવ શીવતણી, પુરો લાવી પ્રેમ;
ભક્તી ભુધ્ધર નીકરો, નિત નિતરાખી નેમ. ૧

શાંતી મુક્તી જાણજો, શીવરામ પરબ્રહ્મ
જીવરામ જગજીવછે, જેવશવરતે કર્મ. ૨

મનની આજ્ઞામાં રહે, સુમતિ કુમતિ જેહ;
માટે બન્યો જાણવી, નારી મનની તેહ ૩

તે બેથી ઊતપન થઈ, પ્રવૃતી નિવૃતી સાર;
તે માટે તેને કહી, તે બે તણી કુમાર. ૪

પ્રવૃતીથી પેદા થયા, લોભ ક્રોધ મદ માર[2]
અહંકાર આદીદઇ, પાંચે એ પરિવાર. ૫

નીવૃતીથી જે નીપના, સીલ સંતોષ વિચાર;
વળી વિવેક વખાણીએં, તન તેનાએ ચાર. ૬

ભાંતે આ સંસારમાં, ભમતો જીવ અપાર;
લક્ષ ચોરાશી જાતની, આકર[3] ઊડી ચાર. ૭

---

૧ નગરપારકર ૨ કામ. ૩ ખાણુ.

સ્વર્ગ નર્ક સર્વે ફરે, સુખ દુખ પામે દેહ,
ભક્તો ભુધરની કરી, મુક્તો પામે તેહ. ૮
કથા એટલા કારણે, કીધી પુરણ કામ
શ્રોતા વક્તા બોલજો, જય જય જય શ્રીરામ. ૯
વિવેક વણઝારાતણું, અનુકરણ આ એક;
જીવરાજના અટનથી, નિરાળું છેક. ૧૦
પણ ભુધરની ભક્તીમાં, ભલો થવાનો ભાવ;
વળી વૈરાગ થવા તણો, આમાં કર્યો ઉઠાવ. ૧૧
હું નવ જાણું કાંઇ પણ, વાણી તણો વિચાર;
જેવી આપી ઇશ્વરે, એજ લખી આ ઠાર. ૧૨

ઠકર ઝવેર શવજી
ગાંમ નગરપારકર
જીલ્લો થળપારકર.

## અંતર લાપિકા છપ્પો.

નયણના રક્ષક કોણ? જગતમાં જ્યોતી શાની!
ગરૂ ગોવીંદનું નામ, વેળા કઇ ભજવાની?
રમા પતી શ્રી રામ, રક્ષક કોના કહીએ,
પાજીવ પાણી મીત્ર, શરણથી શી ગતિ લહીએ,
મધ્ય વરણ ઉતર તણા, વરણ આદ્ય પદ પ્રેમથી,
માગું કૃપા નિત નિત થવા. જીહાં મધ્ય વરણ પદ કહે કથી.

પાંપણ
સુરજ
હમેશ
વિશ્વના
પરમ

આ છપ્પાનો અર્થ એવો થાય છે કે, હે પરમેશ્વર નગર ગામમાં તમારી કૃપા થવા માગું છું. આ છપ્પામાં પ્રશ્નના જે ઉતર છે તેના મધ્ય અક્ષર લેતાં પરમેશ્વર એવું નામ વંચાય છે તથા પદના આદ્ય અક્ષર લેતાં નગર ગામમ એવું નામ વંચાય છે, તથા કવિતાના મધ્ય અક્ષર લેતાં ઝવેર શવજી એવું નામ વંચાય છે.